તેથી મરકી, કોલેરા, શીતળા અને 'દુકાળ, વિગેરે ભયંકર આફતો નાબુદ થશે, પણ આ એક વિચીત્ર વહેમનું કારણ છે અને કોઇબી કેળવાયલો રાજકર્તા તે વહેમને લેશ ભારબી વજન આપશે નહીં. જે ઠેકાણે વહેવારૂ ઉપાયો લેવા જોઇયે તે છોડી દઈને વહેમને શરણ થઇ, ગમે તેવા હસી કહાડવા જોગ ઈલાજો હાથ ધરવામાં આવે, એજ હિંદુઓમાં તેમજ બીજી કોમોમાં લાંબો વખત થયાં જડઘાલી બેઠેલાં સંસ્કારોને પુરવાર કરી આપવાને પૂરતા છે. કેટલીક વાર આવા પ્રકારનો પશુવધ અમોએ ઉપર જણાવ્યું તેમ ધર્મને બહાને કરી તેને શાસ્ત્રસંમત જણાવવામાં આવે છે, પણ તેને લગતો નિર્ણય મોટા મોટા હિંદુ વિદ્વાન્ શાસ્ત્રીઓની સભામાં અનેકવાર થઈ ચુકયો છે. અને તે નિર્ણયને અનુસરી રહેમદીલના કેટલાક હિંદુ રાજયકરતાંઓએ પોતાના રાજ્યમાં દશરાને દિવસે લાંબો વખત થયાં ચાલતા આવેલા પશુવધને બંધ કર્યો છે. ગોંડળના નામદાર ઠાકોર સાહેબ, જામનગરના નામદાર જામ સાહેબ, ધ્રાંગધ્રાના નામદાર રાજ સાહેબ, વગેરે દેશી રાજયકર્તાઓએ તેવું ડહાપણ ભરેલું પગલું ભર્યું છે. અને તેવું પગલું ભરી તેઓએ મુગાં જાનવરોની નેક દુવા સંપાદન કરી છે. અમારે આ તકે જણાવવું જોઇયે કે, કેટલાંક દેશી રાજ્યોમાં પશુવધ બંધ પડયો છે, તેનો મુખ્ય સબબ જૈન ભાઇઓની એકસરખી ચાલુ લડતને આભારી છે. હજુબી જૈન ભાઈઓ આ લડત પૂરજોશ અને ઉલટથી ચાલુ રાખશે, તો તેનું દરેક રીતે ફતેહમંદ પરિણામ આવશે અને ઘણાં ખરાં દેશી રાજ્યોમાં પશુવધ થાય છે, તે પણ બંધ પડશે. જૈન કોન્ફરન્સના જનરલ સેક્રેટરી શેઠ વીરચંદ દશરાનો તેહેવાર આવી પુગતાં અગાઉ હિંદુ રાજયકર્તાઓને અરજી કરી જે ચેતવણી આપી છે, તે અમો વખતસરની લેખીએ છીએ. છેક છેલ્લી ઘડીએ યાને બીજા શબ્દોમાં બોલીએ તો છેક બારમે કલાકે જાગી તાર મારફતે દશરાને દિવસેજ અરજી કરવાનું પગલું ભરવા કરતાં આગમજથી આ પ્રમાણે કરવામાં આવેલી અરજી અલબત્તે પસંદ કરવા જોગ છે; કારણ કે તેથી તે ઉપર પુખ્ત વિચાર ચલાવવાને અને સાદી સમજ વાપરી તે ઉપર અમલ કરવાને પુરતો વખત રાજકર્તાઓને મળે છે. અમો ઇચ્છીશું કે પાડા બકરાંનો વધ બંધ કરવાનો હુકમ બહાર પાડી દેશી રાજકર્તાઓ પોતાના રહેમ દીલનો અરછો ધડો લેવા જોગ દાખલો આપવાને હવે પછાત પડશે નહીં.

---

નં૦ ૩.

## અખબારે ઈસલામ.

મુંબઈ, તા. ૨૧-૯-૧૯૦૬.

### દશરાના દહાડે ચાલતી નિર્દય કત્તલ.

હિંદુ ભાઇઓના દશરાના મોટા તહેવારના દિને દેવીને સંતોષ રાખવાને બહાને બકરાં, પાડા વગેરેની નિર્દય કત્તલ દેશના જુદા જુદા ભાગોમાં મોટા પ્રમાણમાં ચલાવવામાં

આવે છે. કાઠિઆવાડના કેટલાક હિંદુ રાજાઓ તરફથી પણ એવા ભોગો દશરાનાં દિવસે અપાતા હોવાથી અત્રેની શ્રી જૈન કોન્ફરન્સે તેનો અટકાવ કરવા એ રાજાઓને અપીલ ગુજારી છે. જે અમો અમારા ગઈ કાલનાં અંકમાં પ્રગટ કરી ગયા છીએ. એ ભોગો આપવાના બચાવમાં એવી દલીલ રજુ કરવામાં આવે છે કે, તે દેવીને સંતોષ કરવાના હેતુથી આપવામાં આવે છે કે, જેથી દેશમાં ઉડતા રોગો અને બીજી કુદરતી આફતો ફેલાવ પામે નહીં. કેટલાક વર્ષો થયાં આવા ભોગો અપાયા છતાં દેશના જુદાજુદા ભાગોમાં મરકી, કોલેરા, દુકાલ, ધરતીકંપ, રેલો, આગો વગેરેની આફતો પડયાજ કરે છે. જેથી હિંદુ ભાઇઓની ખાત્રી થવી જોઈયે કે એવા ભોગોની કોઈપણ તરેહની અસર થતી નથી. હિંદુઓનો મોટો ભાગ અન્ન, ફલ, શાકનો ખોરાક ખાનારા હોય છે, તેઓ માંસના ખોરાકથી અલગ રહે છે; અને તેથી કુદરતી માંસ ખાનારા બીજી જાતો કરતાં મુંગા પ્રાણીઓના સંબંધમાં તેમની લાગણી વધારે દયાળુ હોય છે. એમ છતાં ખુદ હિંદુઓજ એક મોટા તહેવારના દિને એક ખોટા ધાર્મીક ઓઠા હેઠલ નિર્દોષ જાનવરોની કત્તલ વર્ષો સુધી ચાલુરાખે એ જેટલું અજાયબી ભરેલું છે તેટલુંજ હિંદુઓની જાનવરો તરફની દયા લાગણીને હીણુસ્પતી લગાડનારૂં છે. કમનશીબે આ રીવાજને હિંદુ રાજાઓ તરફથી મોટું ઉત્તેજન મળે છે. તેઓ પોત પોતાના રાજ્યની હદની અંદર, રાજ્યની તિજોરીના ખર્ચે મોટા પ્રમાણમાં જાનવરોનો વધ કરાવે છે, અને તેવા ભોગ આપવાની ક્રીયોને મોટું રૂપ આપી તેમાં અંગતલાભ લેછે. રાજાઓ તરફથી જ્યારે આ નિર્દય રિવાજને એવું ઉત્તેજન આપવામાં આવે ત્યારે પ્રજા તેમને પગલે પગલે ચાલે તો તેમાં નવાઈ નથી. વર્ષો સુધી આ રિવાજ પુરજોરમાં ચાલ્યા બાદ કેલવણીના ફેલાવા સાથ આ કમકમાટ ઉપજાવનારી રસમ તરફ ધાર્મીક હિંદુ ભાઇઓનું ધ્યાન ખેંચાયું છે. અને તેઓ અને ખસુસ કરી જૈન ભાઇઓના સંબંધમાં આજ કેટલુંક થયું ચર્ચા ચલાવતા રહ્યા છે જેનું શુભ પરિણામ કેટલાક દાખલાઓમાં ખુલ્લું જણાઈ આવે છે. અને એવીજ રીતે જાનવરોની એ વધ સામેની ચકચાર ખંત અને કોશોશથી ચાલુ રાખ્યાથી વખતના વહેવા સાથ એ ભોગોના સંબંધમાં પ્રજામત તેઓ પોતા તરફ ખેંચવા શકતીમાન થશે અને રફતે રફતે મુંગા પ્રાણીઓ ઉપર ગુજરતું આ નિર્દય ઘાતકીપણું મોટા ભાગે હિંદમાંથી નાબૂદ થયા વગર રહેશે નહીં.

---

નં૦ ૪.

## જામેજમશેદ.

મુંબઇ તા. ૨૨-૯-૧૯૦૫.

### દશરાના તેહેવારો ઉપર મુંગા જાનવરોનો ભોગ.

મોરબીના ઠાકોર સાહેબનું સ્તુત્ય પગલું.

ગઈ તા. ૧૮ મીએ શીઘ્ર કવિ શંકરલાલ મહેશ્વરના પ્રમુખપણા હેઠળ મોરબી ખાતે

સરસ્વતી સમાજનો મેળાવડો ભેગો મળ્યો હતો. જે વેળાએ દશરાના તેહેવારો ઉપર નિર્દોષ જાનવરોનો બીન જરૂરનો ભોગ અપાતો અટકાવનો હુકમ ઠાકોર સાહેબે બહાર પાડવાથી તેમનો ઉપકાર માનવા તથા બીજા દેશી રાજાઓને જાનવરોનો રિવાજ બંધ પાડવા અરજ કરવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

---

નં૦ ૫.

# નિર્દોષી પ્રાણિઓનો વકીલ.

## સાંજ વર્તમાન તથા અખબારે સોદાગર પ્રત્યે મોકલેલો તેનો પત્ર.

મુંબઈ, તા. ૨૨-૯-૧૯૦૬.

### જીવદયાના હીમાયતીઓને સુચના.

"સાંજ વર્તમાન" ના અધિપતિ જોગઃ—

સાહેબ,

હિંદુ ભાઇઓનો દશરાનો તહેવાર આવી પહોંચ્યો છે. હમણાં બે ચાર વર્ષ થયાં જોવામાં આવે છે તે મુજબ "જીવદયા" મતવાળા લોકો તરફથી શેઠ વીરચંદે દશરાપર દેશી રાજાવોપર તેમનાં રાજ્યમાં થતો પાડાનો વધ અટકાવવા સારૂં એક પત્ર લખી મોકલ્યો છે.

જ્યારે 'જીવદયા' વાળા લોકોથી દૂરદેશમાં વર્ષમાં એક દિવસ અજ્ઞાનપણાથી અથવા ધર્માંધપણાથી થતો નિરપરાધી પ્રાણીઓનો વધ ખમી શકતો નથી અને તેને સારૂં દોડાદોડ કરે છે, તો ખુદ મુબઈમાં તેમના ગોયા મરોડાં આગળ વાંદરામાં જાણી જોઇને ધર્મ અથવા અજ્ઞાનનાં કંઇપણ બહાના વગર રોજ ભરવા સેંકડો નિર્દોષ પ્રાણીઓનો વધ ફકત માણસોનાં હોજરાં ભરવા સારૂં થાય છે ને થતો આવે છે, તેથી કેમ લાગણી દુખાતી નથી. તથા તે વધ અટાવવા અથવા ઓછો કરાવવા કેમ પગલાં ભરતા નથી તે કાંઈ સમજી શકાતું નથી.

વિદ્વાન માણસોનું તથા એ બાબતના અનુભવી ડાકટરોનું મત છે કે માણસને માંસાહારની જરૂર નથી. અને સામું એવો ખોરાખ ખાવાથી નુકસાન થાય છે, તેવા લોકોમાંથી—જીવદયા મતવાળામાંથી-હિંદના ખેતીના ઉદ્યોગમાં વપરાતા, તથા દુધાળાં જાનવરોનો નાશ

ઓછો થતો જોવાને રાજી હોય તે લોકોમાંથી, અથવા બીજા પરોપકારી અથવા દેશ હિતચિંતક વગેરે લોકોમાંથી એવો કોઇ વીરપુરૂષ નીકળશે કે આ નિર્દોષ પ્રાણીઓ તરફથી બાથભીડી આ દેશમાં નહીં તો શહેરમાં તેમનો થતો વધ અટકાવે અથવા ઓછો કરે.

શેઠ વીરચંદ તથા તેમના મિત્રો આ પત્ર ઉપર ધ્યાનપૂર્વક વિચાર કરશે એવી આશા છે.

લિ૦

નિર્દોષ પ્રાણીઓનો વકીલ.

---

નં૦ ૬.

## સયાજી વિજય.

વડોદરા, તા. ૨૭-૯-૧૯૦૬.

### દશરાને દિને થતો પશુવધ.

કેટલાક સનાતન મતવાળાઓનું એવું માનવું છે કે યજ્ઞની અંદર વધ બલિદાન આપવું જોઈએ, નહિતો દેવીનો કોપ થાય અને તેથી અનેક રોગો અને આપત્તિનો ઉદ્ભવ થાય. સાધારણ સમજથી કહી શકાય તેમ છે કે દેવ અથવા દેવી પરમાત્માના એક અન્ય ઉતરતાં સ્વરૂપ રૂપે છે. અને સર્વ કોઈ પ્રાણી તેને બાળક રૂપેજ છે. પોતાના બાળકને મારી પોતાને ભોગ આપવાને કોઈ માતા સંબોધે તો તે નવા યુગની નવાઈજ કહેવાય; તથાપિ આપણા ભોળા હિંદુઓનું તેવું માનવું છે, તે કોઈ ઓછા ખેદની વાત નથી. માંસભક્ષીને હિંદુશાસ્ત્ર અપવિત્ર ને શૂદ્રવત્ ગણે છે. એ જાણીતી વાત છે તથાપિ તેને માટે એવો બચાવ થાય છે કે ખાસ અમુક દિવસોને માટે દેવીને તે પ્રિય છે. વર્ષના મુકરર કરેલા દિવસેજ વર્ષોવર્ષ તેની પસંદગી એકજ ચીજ ઉપર ટકી રહે એ માનતાનું તો માત્ર કમઅક્કલના માટેજ કહી શકાશે. અમુક ચીજ ઉપર અમુકને વધુ પ્રીતિ હોય તે સંભવિત છે પણ તે અમુક દિવસેજ વખતો વખત થાય તે તો આશ્ચર્ય ઉત્પન્ન કીધા વિના રહે તેમ નથી. વળી વધુ આશ્ચર્યની વાત તો એજ છે કે માતાને પોતાના બાળકના વધની ઈચ્છા હોય છે!

અમુક દિવસે જેનો આહાર કરવામાં વાંધો નથી. તે અન્ય દિવસો માટે અપવિત્ર પણ કેમ ગણી શકાય? આ સર્વ પરથી માલુમ પડે છે કે માત્ર હિંદુઓએ-બ્રાહ્મણોએ પોતાની અધર્મ સ્વાદિષ્ટ વૃત્તિનેજ આધિન થઈ આ કાર્ય શરૂ કીધું છે.

માતાને—સર્વ માતાઓને પોતાના અમુક પ્રકારના બાળક ઉપર રોશ હોય છે! તેમ પણ આમાંથી પ્રશ્ન ઉભો થયા વિના રહેતો નથી અને તેથી કહી શકાય કે કદાચ કોઈ દિવસ વારા ફરતી બીજા બાળક (મનુષ્ય પ્રાણી) ઉપર પણ રોષ આવવોજ જોઈએ!! પણ અમારા બ્રાહ્મણો પોતાના હાથે પોતાનું ગળું કાપે તેવા નથી. "પારકે ઘેર પનોતા"

જેવું અમારા હિંદુભાઇઓનું વર્તન છે અને તેવી તુચ્છ બુદ્ધિથી હરહમ્મેશ દરેક વર્ષે આવી રીતે હજારો નિર્દોષ પ્રાણીઓનો વધ થાય છે. "શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સ" ના રેસિડેંટ જનરલ સેક્રેટરી અને ગુજરાતના જાણીતા સખાવતી અને સુધારક શેઠ મિ. વીરચંદ દીપચંદે આ બાબતમાં દેશી રાજાઓને અરજી મોકલેલી છે. આ અરજીની એક નકલ અમોને મળી છે તે ઉપરથી સમજાય છે કે તેઓની આ અરજીનું લખાણ ટુંકું પણ ખરા અંતઃ કરણની લાગણીનું છે.

જૈન મતનો "અહિંસા પરમો ધર્મઃ" આ એક મુખ્ય સિદ્ધાંત છે; અને તે સિદ્ધાંત સાથે આ બાબતનો પુરતો સંબંધ સમાવેશ છે તે જણાવવુંજ બીન જરૂરી છે. સનાતની વૈષ્ણવ મહારાજો પણ ગોપ્રતિપાલક અને સર્વ પ્રાણીપર દયા રાખનાર તરીકે ઓળખાય છે. તેઓ પોતાના હાથમાંજ બાજી હોવા છતાં બ્રાહ્મણોને અટકાવે નહિ એ કાંઈ ઓછા ખેદની વાત નથી. હિંદુ ભાઈઓ અંતઃ કરણથી વિચારશે તો સહજ સમજાશે કે માત્ર આ એક મૂર્ખતા દર્શાવનાર કાર્યજ છે. આવા બનાવો અન્ય તરફથી બને છે ત્યારે હિંદુ ભાઈઓ હૃદયભેદકતાના અસાધારણ બુમાટા કરે છે. તો પોતાના તરફથી થતા આ કાર્યને સત્વર બંધ કરી દેવું જોઇએ.

કાઠિયાવાડ, લીંબડી, મોરબી અને વીરપુર ઈ. સ્ટેટોએ આ બાબતમાં તદન અટકાયત કીધી છે, અને ઉત્તર હિંદમાં પણ કેટલાંક રાજ્યો તે માટે હિલચાલ કરી રહ્યા છે. પણ તેઓની પ્રજાપર કે તેઓની જાતપર દેવીકોપ કોઈ પણ પ્રકારનો થતો નથી; ત્યારે એથી ઉલટું અત્રે અસાધારણ ત્રાસ અનેક રીતે ઉદ્ભવે છે. આ સર્વ પરથી એ સહેલાઈથી સિદ્ધ થાય છે કે દેવીનો કોપ થાય ઈત્યાદિ માત્ર ભ્રમ છે. અને પોતાની અજ્ઞાનતાજ પ્રદર્શિત થાય છે તો તેવા કાર્યને સત્વર અટકાવી સત્તાવાળાઓ અને ધર્માધિકારીઓ નિર્દોષ પ્રાણીઓના આશિર્વાદ લેવા સાથે પોતાનો ઉજવલ કીર્તિધ્વજ ચોતરફ ફરકાવશે.

---

નં૦ ૭.

## સયાજી વિજય.

વડોદરા, તા. ૨૯-૯-૧૯૦૬.

### પશુવધ વિષે નાપસંદગી.

ક્ષત્રિય મરાઠા સભાની બેઠક તા. ૨૪ મીએ શ્રી. દિ. બ. આનંદરાવ ગાયકવાડના બંગલે મળી. તે વેળા જૈનસંઘના પણ ઘણાક ગ્રહસ્થો હાજર હતા. મે. દાદા સાહેબ માનેએ કહ્યું કે આજની સભાનો હેતુ દશરામાં જે બકરાં વગેરેનો પશુવધ થાય છે, તે બંધ કરવા સંબંધી વિચાર કરવાના છે. અને તેવીજ દીલસોજીનો રા. બા. ખાસેરાવજીનો આવેલો પત્ર વંચાયા પછી શ્રી. આનંદરાવે કહ્યું કે આજ ઘણા મેમ્બરો હાજર નથી માટે ફરી ખાસ સભા ભરી આ વિષે ઠરાવ કરવો અને આજે જેઓ હાજર છે તેમણે આવો વધ ન કરવા મત દર્શાવવો જે વાત એક સરદાર શિવાય સર્વેએ માન્ય કરી હતી. આ ઠરાવ જાણી હિદુ પ્રજા ઘણી ખુશી થઇ છે.

---

નં૦ ૮.

# બકરાનો બેલી.

તા. ૨૬-૯-૧૯૦૬.

## દશરાની દેવીઓ પાડા બકરાંનો ભોગ લેવા હાજર થયાં છે.

શું હિંદુધર્મની મૂર્ખાઈ! શું દેશી રાજાઓની ઘેલછાઈ! દશરા જેવો પવિત્ર દિવસ હિંદુ તહેવાર તરીકે મનયો છે. તે દિવસે પ્રજા આનંદ કલોલમાં કંસાર, ચૂરમાં અને વેડમી જમે છે. દેવીયોને નૈવેદ્ય ધરે છે. શમીનાં પૂજન કરે છે. સ્ટેટોમાં રાજ્યસ્વારીયો નીકળી ઘોડાઓને ગામ બહાર પુરવાટ દોડાવે છે. ગાન, તાનની ધામધુમ થઈ રહે છે. આવા ઉત્તમ પર્વના દિવસે રાજાથી રાંક સુધી સર્વ કોઈ જીવાત્મા આનંદ પામે છે. જીવ ઉલ્લાસમાં રાખે છે. ત્યારે તે દિવસ બિચારાં અવાચક નિરપરાધી મુગાં પ્રાણી પાડા બકરાનાં ગળાં એ ગુન્હે અમારા રજપુત બહાદુરોની સમશેરથી દેવીના નિમિત્તે દેવીના દેવલ આગળ રેસાય છે. તેઓ બેંબેંના બરાડા પાડે છે, છતાં આ કૃપણકામ રાજાઓ હર્ષાનંદમાં કરે છે. આથી તમામ પ્રજા નારાજ, આખું મહાજન નારાજ, આખું સમગ્ર ગામ નારાજ છતાં શુદ્ધ ક્ષત્રિયોના હૃદય કેમ અવાચક પશુપ્રત્યે નિષ્ઠુર અને જડવત થતાં હશે!

પાડા અને બકરાંના વધથી દેવી પ્રસન્ન થાય છે, એમ તમામ રાજ્યકર્ત્તાના હૃદયમાં કયા દુષ્ટ ધર્મગુરૂએ ઠસાવી દીધું હશે! તે કાંઈ સમજાતું નથી. દેવીઓ બકરાં પાડાના ભોગ કદી લહેજ નહીં. એ નિશ્ચય સમજવું જો તેને બકરાં પાડા લેવા હોય તો પોતે જાતે લેત પણ તમારી સમશેરથી લેવરાવત નહીં. દેવીઓ દયાલુ હોય છે, મા બોલાય છે. તેઓ જો ભોગની તરશી હોત તો બકરાં પાડા જેવા ગરીબ પ્રાણીઓ ન લેત પણ સિંહ, ચિતા,વાઘ જેવાં પ્રાણીઓના ભોગ લેત. આ તો બધું રાજાઓના વહેમનુંજ પોગળ જોવાય છે. દેવીઓ પાડા બકરાંથી કદી પ્રસન્ન થવાની નથી. એ વધથી કાંઈ રાજી કરાજી થતી નથી. નાહક આવા પવિત્ર દિવસે પશુઓના વધ એ કુદરતના કાયદા વિરૂદ્ધ હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે મહાન પાપ ગણાય છે એમ શાસ્ત્રો કહે છે.

હાલમાં સુધરેલો જમાનો છે. અમારા રાજા બહાદુરો કોલેજમાં વિદ્યાદેવી પ્રાપ્ત કરી કેળવાયા છે. પુરાણધર્મનું, પોપકલાનું કેવું પોગળ છે તે કોલેજમાં ભણતી વખત સારી રીતે જાણી શકયા છે. અને તેથી પાડા બકરાંના વધના વહેમથી ઘણા રાજાઓ હવે મુક્ત થયેલા અમો જોઇયે છીયે, પરંતુ હજી કેટલાક રાજાઓ કેળવાયેલા છતાં આ ખોટા વહેમમાં ધુસાઈ પાડાં બકરાં દશરાને દિવસ મારે છે એ ખરેખર અયોગ્ય કામ મહાજનની લાગણી દુખાયા જેવું છે.

જો દેવી બકરાં પાડાના વધથી પ્રસન્ન થઈ રાજાઓનું કુશળ કરતી હોય તો પછી અમારા ઘણા રાજાઓ કાળને સરણ થાય છે તે કદી ન થાત. તેઓનાં શરીર દેવી અમર કરત. માણસ પ્રસન્ન થતાં પણ શરીર રક્ષણ કરે છે. તો પછી દેવી કેમ રાજાને મરવા

દે ? એજ તપાસો. આ તો દેવી ભકતોએ ખોટો વહેમ ઠસાવ્યો છે. વગર ગુન્હે પશુ મારવું એ રાજાને શીર નાહક પાપ ગણાય. માટે સૂજ્ઞ અને શાણા રાજાઓ આપ આ ખોટો વહેમ ઇશ્વર અર્થ છોડી દ્યો ? દેવીઓ તમારીપાસે પાડા બકરાં માગતી નથી. દેવીની ઇચ્છા અને શક્તિ હશે તો પોતાને હાથેજ તેના પ્રાણ લેશે ? નાહક માંસભક્ષક દેવી ભકતોયે માંસ ખાવાના સ્વાદથીજ અમારા પવિત્ર રાજાને પાપિષ્ટ બનાવી પોતાનું ઓઝરૂં ભરવું છે. શિવાય બીજું કાંઈ જોવાનું નથી. એમ અમારી તો ખાસ માન્યતા છે. માટે અમારા ક્ષત્રિયકુળદીપક રાજાઓએ દીર્ઘ ખ્યાલ કરી દશરાના દિવસનો પવિત્ર તહેવાર આવા પ્રાયશ્ચિત્તના રૂપમાં ઉજવવા જરૂર નથી. મોરબી નરેશ સર વાઘજી બહાદુર, ગોંડલ ઠાકોર શ્રી સર ભગવતસિંહજી બહાદુર અને ધ્રાંગધ્રા નૃપ અજીતસિંહજી જેવા સુધારક નૃપોએ ગાદીપર બેઠા પછી આ વધ બંધ કર્યો છે, તો તેઓ શું સુખી નથી ? તપાસો સુખી છે. માટે આ ખોટો વહેમ નૃપતીઓયે છોડવો જોઇયે.

બકરાનો બેલી.

---

નં૦ ૯.

## મોહિની.

કનોજ, તા. ૨૧-૯-૧૯૬.

श्री जैन श्वेतांबर कांफ्रेंसके रेसीडेंट जनरल सेक्रेटरी द्वारा एक आवेदन पत्र हमें प्राप्त हुवा है, जिस्के द्वारा भारतीय नृपति गणाकी सेवामें विजयादशमी महोत्सव पर पशुवध न किएजानेकी प्रार्थना कीइगई है । आशा है कि हिन्दू नृपति गणा कन्फ्रेंसकी प्रार्थना पर ध्यान दे कर हिंसाकी पृथाको दूर करनेकी चेष्ट करें गे ।

---

નં૦ ૧૦.

## ગુજરાત મિત્ર તથા ગુજરાત દર્પણ.

સુરત, તા. ૨૩ મી સપ્ટેંબર સને ૧૯૦૬.

### દેશી રાજ્યોમાં દશરા નિમિત્ત થતો પશુવધ.

હિંદુ ભાઈઓના વિજયા દશમીના યાને દશરાના પવિત્ર ધાર્મીક તહેવાર પ્રસંગે દેશી રાજાઓ તરફથી થતા પશુવધ વિરૂદ્ધ ઘણી ચર્ચા ચાલે છે. અને વર્તમાનપત્રોમાં એ સંબંધી લખાણો થઈ જૈનમંડળો તરફથી પણ દેશી રાજાઓને પશુવધનો અટકાવ કરવાનો આગ્રહ થાય છે, તેની અસર કેટલાક દેશી રાજાઓને અત્યાર આગમચ થયલી જોઈ સંતોષ ઉપજે છે. આ વર્ષ પણ એ તહેવાર નજદીક આવવાથી શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના રેસીડંટ જનરલ સેક્રેટરી મિ. વીરચંદ દીપચંદ સી. આ. ઇ.

તરફથી જે રાજ્યમાં એ રીવાજ હસ્તી ધરાવે છે ત્યાંના રાજકર્ત્તા જોગ પશુવધ કરવામાં અયોગ્ય હિંસા સમજી એ રિવાજ બંધ પાડવાની વિનંતી કરનારો એક પત્ર મોકલવામાં આવ્યો છે જે ઉપર દરેક રાજ્યકર્ત્તાએ પૂરતો ગોહર કરવાની જરૂર છે.

કેટલાંક દેશી રાજ્યો એવાં છે કે પશુવધ કરવામાં અયોગ્ય હિંસા સમજી અમુક દિવસોએ જીવહિંસા નહીં કરવાના હુકમો બહાર પાડયા છે તેજ રાજ્યોમાં વિજયા દશમીના તહેવાર પ્રસંગે પશુવધ થાય છે, જેથી " કાજીજી કહેનેકા મગર કુછ કરનેકે નહીં " તેવું થાય છે, તે માટે એવાં રાજ્યોએ પ્રજાના મોટા ભાગના અને તેમાં ખાસ કરી જૈન કોમના વિચારને અને લાગણીને માન આપી જુનો ચાલતો આવેલો એ ક્રૂર રિવાજસંબંધે બીજી રાજાઓની માફક તર્ક કરવાની જરૂર છે. પશુવધ બે કારણોથી થતો કહેવાય છે. જેમાનું એક એ છે કે એ દિવસે અર્જુને શમીવૃક્ષ ઉપર સંતાડેલા હથીયારો ઉતારીને દુર્યોધનના લશકરને હરાવ્યું હતું અને હરણ કરેલી ગાયોને પાછી વાળી હતી, તથા રામચંદ્રે રાવણ ઉપર એ દિને ચઢાઈ કરી વિજય મેળવ્યો હતો. તથા બીજું કારણ દેવીને ભોગ આપીને સંતુષ્ટ કરવાનું છે. હાલમાં દેશી રાજાઓને દુશ્મન સામે ચઢાઈ લઇ જઈ ઉપર જીહીત મેળવવાનો વખત નથી તેથી એ દિવસે હથીઆરનું પૂજન કરી સુલેહના વખતમાં નિર્દોષ બકરાં અને પાડાઓનો વધ કરવામાં હથીઆરનો ઉપયોગ કરવો એ જબુન કામ છે. ને દેવીને ભોગ આપીને સંતુષ્ટ કરવાનો ઇરાદો પણ હાલના સુધરેલા જમાનામાં નહીં માનતા જોગ ગણાશે તેમજ તે શાસ્ત્રીય રીતીએ પણ નથી, એવો નિર્ણય ઘણી વખત મોટા મોટા વિદ્વાન શાસ્રીઓની સભાઓમાં થઈ ચુકયો છે. અને તેને અનુસરી કેટલાક રાજ્ય કર્તાઓએ એ પશુવધ સર્વથા બંધ કરાવી અવાચક જાનવરોની દુવા લીધી છે, તે મુજબ જે રાજ્યોમાં એ રિવાજ હજી ચાલુ હોય તે રાજ્યોમાં પશુવધનો અટકાવ કરી નિર્દોષ પ્રાણીઓનો ભોગ લેતા દેશી રાજાઓ અટકે એવું ઈચ્છવામાં આવે છે.

---

નં૦ ૧૧.

## દશરાને દિવસે દેશી રાજ્યોમાં થતો પશુવધ અને જૈન કોન્ફરન્સ.

ઉત્તર હિંદમાં મોટા દેશી રાજ્યોમાં તેમજ ગુજરાત કાઠિયાવાડનાં કેટલાંક નાનાં રાજ્યોમાં દશરાના પવિત્ર તહેવારને દિવસે જ્યારે રાજકર્તાઓની સ્વારી ચઢે છે ત્યારે કે દેવીના હવન વખતે બકરાં અને પાડાનો નિર્દયતાથી વધ કરવામાં આવે છે. દેવીને પ્રસન્ન કરવાનું તેમજ મહામારી, પ્લેગ આદિ ઉડતા અને ચેપી રોગોને અટકાવવાનું બહાનું આ વધના કારણ રૂપે આગળ ધરવામાં આવે છે. હવે આ વધની રૂઢી સશાસ્ત્ર છે એમ જો કહેવામાં આવતું હોય તો તેમાં પણ મોટો મતભેદ છે. તંત્રશાસ્ત્રના વામ અને દક્ષિણ એવા બે સંપ્રદાય છે. તેમાં વામમાર્ગની અમુક ક્રિયામાં મદ્ય માંસની વપરાશનો નિષેધ કરેલો નથી પરંતુ વામમાર્ગ કોઈ પણ રીતે મુક્તિને અપાવી શકતો નથી.

તેથી જેઓ મોક્ષ મેળવવાની ઈચ્છાથી ધર્મકાર્ય કે યજ્ઞયાગાદિ કરે છે તેઓ વામ માર્ગની ક્રિયાઓને બદલે દક્ષિણ માર્ગની ક્રિયા આચરે છે. સંસારની ક્ષુદ્ર મનઃકામનાની સિદ્ધી માટે જેઓ વામ માર્ગની ક્રિયાઓ કરે છે તેઓની માન્યતા પણ ખરી છે કે કેમ? હાલના તર્કવાદના જમાનામાં એક જબરો તકરારી વિષય છે કે નિરપરાધી અવાચક પશુનો નિષ્કારણ ક્રૂરપણાથી વધ કરવો તે નિર્દયની પરિસીમા છે. તે અપરાધના ગંભીરપણા આગળ ખાનગી હાજતની કે મનો વાસનાની પરિતૃપ્તિનું બહાનું કેવળ હસવા સરખું અને ધિક્કારવા યોગ્યજ ગણાય છે. માટે હાલના કેળવણીના અને સુધારાના રોજ વધતા જતા ફેલાવાના સમયમાં દશરાને દિવસે થતા પશુવધનો રિવાજ એકદમ બંધ પડવ જોઇએ છીએ. હાલ ઘણા દેશી રાજાઓએ કેળવણી સંપાદન કરેલી છે. તો પણ તેઓ આ ક્રૂર અને વહેમ ભરેલો રિવાજ હજી ચલાવ્યે જાય છે, તે અમને તો ખચીત બહુ અજાયબ જેવું લાગે છે. ઓણનો દશરાનો દિવસ હવે નજીક આવ્યો છે તે તકનો લાભ લઈને જૈન કોન્ફરન્સના જનરલ સેક્રેટરી શેઠ વીરચંદ દીપચંદે આ સંબંધની એક અરજી તૈયાર કરી છે. જેની એક નકલ તેમણે અમને મોકલી છે. જે જે દેશી રાજ્યોમાં હજી દશરાને દિવસે પશુવધ થાય છે ત્યાંના નૃપતિઓ તરફ તે અરજીની નકલો તેમણે મોકલીને અરજ કરી છે કે પશુવધનો રિવાજ નિર્દયતા અને વહેમ ભરેલો છે. એટલુંજ નહિ પણ સનાતન આર્યધર્મની વિરૂદ્ધ જનારો છે માટે તે બંધ કરાવવાની મહેરબાની થવી જોઇએ છીએ. જૈન કોન્ફરન્સના સેક્રેટરીની ઉપરની અરજના વાજબીપણા વિષે બે મત છેજ નહિ તેથી તેમાં સમસ્ત આર્યપ્રજાની અનુમતિ છે. માટે અમે આશા રાખીએ છીએ કે, સમજુ અને સુશિક્ષિત દેશી રાજાઓ તેનાપર ઘટતું ધ્યાન આપીને તેમના રાજ્યમાં ચાલતો પશુવધનો રિવાજ હમેશને માટે બંધ પાડશે. ભણેલા ગણેલા રાજાઓ પણ જો વહેમી રિવાજો અને રૂઢીઓના બંધનમાંથી મુક્ત થવાની જાહેર હિંમત નહિ બતાવે તો પછી પ્રજાને દીલાસો મળવાનું કશું સ્થાન રહેશે નાહ. વઢવાણના મહુંમ રાજા દાજીરાજજી જેઓ એક બહુ સુધરેલા અને આગળ પડતા વિચારના તથા સ્વતંત્ર રીતિ કૃતિના નૃપતિ હતા. તેમણે આ પશુવધનો રિવાજ તેમની કારકીર્દમાં બંધ પાડયો હતો. તેથી જૈન પ્રજાજ નહિ પરંતુ સમસ્ત હિંદુપ્રજા તેમની ઘણી અહેશાનમંદ થઇ હતી, પરંતુ દાજીરાજના મરણ પછી તેમના અનુગામીના રાજ્યમાં હાલ પૂર્વનો રિવાજ ચાલુ કરવામાં આવ્યો છે. તે હાલના રાજકર્તાની એક જાતની નિર્બળતા અને વહેમીપણાનો પૂરાવો છે. સુધરેલા દેશી રાજાઓમાં આવી નિર્બળતા અને વહેમાંધતા ઓછી થએલી જોવાને અમે ઈન્તેજાર છીએ અને તેટલા માટે અમે ઈચ્છીએ છીએ કે હવે પછી જે જે રાજ્યોમાંથી આ જંગલી રિવાજ નાબુદ થાય તેમાં તેનું પુનરાવર્ત્તન ન થાય તેની કાળજી ખાસ કરીને રાજ્યકર્તાઓ અને તેમનાં પ્રકૃતિ મંડળો રાખશે

---

નં• ૧૨.

# ગુજરાથી પંચ.

અમદાવાદ, તા. ૨૩-૯-૧૯૦૭.

## દશરાનો પશુવધ—શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સની અપીલ.

દશરાના માંગલિક અને પવિત્ર દિવસે કેટલાંક દેશી રાજ્યોમાં પાડા અને બકરાંનો
વધ કરવાનો ઘણો દુષ્ટ રિવાજ ચાલતો આવ્યો છે. આ ઘાતકી રિવાજનો અટકાવ કરવા
દેશી રાજ્યોને ઘણીવાર વિનંતીઓ કરવામાં આવી છે ત્યારે એકાદ બે જગોએજ તેના
ઉપર ધ્યાન આપવામાં આવ્યું છે. શિવાયનાં સ્થળોએ તે રિવાજ ચાલુજ છે. અમને
જોઇને સંતોષ થાય છે કે અવાચક પ્રાણીઓની થતી આ હિંસા અટકાવવા આ વર્ષે શ્રી
જૈન શ્વેતાંબર કોન્ફરન્સે કાંઇક પગલું ભર્યું છે. અમારા ઉપર મોકલી આપવામાં આવેલા
ળગળો ઉપરથી જણાય છે કે જે રાજ્યોમાં આવો વધ થાય છે ત્યાંના રાજકર્ત્તાઓને
કોન્ફરન્સના રેસીડંટ જનરલ સેક્રેટરી મિ. વીરચંદ દીપચંદની સહી સાથે છાપેલા વિજ્ઞ-
પ્તિપત્રો મોકલવામાં આવ્યા છે, તેમાં નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—દેવીને ભોગ આપીને
સંતુષ્ટ કરવાના ઈરાદાથી આ વધ કરવામાં આવે છે, જેથી કરીને પ્લેગ, શીતળા,
કોલેરા, આદિ દુષ્ટ બિમારીઓની આફતો વસ્તીમાં આવે નહીં; પરંતુ દરવર્ષ
આવો વધ થતાં છતાં પ્લેગ, કોલેરા, શીતળા, તાવ, દુકાળ આદિ આફતો હિન્દુસ્થાન
નમાં આવેજ જાય છે, રાજાથી રંક સુધી સર્વને પોતાના પૂર્વજન્મના કર્માનુસાર
સુખદુઃખ ભોગવવું પડે છે અને આ આફતો કેવળ મનુષ્યોના પાપોની
શિક્ષારૂપ છે. આ પાપોથી બચવાને વાસ્તે માણસ નિર્દોષ અવાચક જાનવરોની
હત્યા કરે આ કેવો ન્યાય ? શું આવા ન્યાયથી સર્વ શક્તિમાન પરમેશ્વર રાજી થશે ?
કદી નહીં. ના. ઈંગ્રેજ સરકારના રાજ્યમાં પણ વખતો વખત પ્લેગ વિગેરે બીમારીઓ આવે
છે અને કુદરથી નાબુદ થાય છે. તેવા રોગોની શાંતતા માટે કાંઈ પાડા આદીનો પશુવધ
થતો નથી, પરંતુ તન્દુરસ્તીના નિયમોને અનુસરવાના ઇલાજ લેવામાં આવે છે. પશુવધ
શાસ્ત્રરીતે નથી, આવો નિર્ણય મોટા મોટા વિદ્વાન શાસ્ત્રીઓની સભાઓમાં ઘણીવાર
થઇ ચુકયો છે. અને આવા અસલ શાસ્ત્રના અનુસાર કેટલાક ધાર્મિક રાજ્ય કર્તાઓએ
આવો પશુવધ પોતાની વસ્તીમાં સર્વથા બંધ કરાવી, તે જાનવરોની નેક દુવા પ્રાપ્ત કરી છે
હજુર રહેમ દિલ, બુદ્ધિમાન અને ન્યાયી હોવાથી અમારી અરજ છે જે દશરાના દિવસે
આપના રાજ્યમાં પાડાં બકરાં વિગેરેનો વધ બંધ કરવાનો હુકમ જારી કરવાની મહેરબાની
ફરમાવશો અને સનાતન આર્ય ધર્મની રક્ષા કરશો. શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સે ગુજરેલી
આ અરજી વખતસરની છે. પાડાં અને બકરાનાં વધને લીધે કોઈપણ પ્રકારનું સુખ થતું
નથી, પરંતુ નિર્દોષ પ્રાણીઓનો સંહાર કારણ વિના કરવામાં આવે છે અને તે કૃત્ય કમકમાટ
ઉપજાવે તેવું છે. અમારા દેશી રાજ્ય કર્તાઓનો ઘણો ભાગ કેળવણીનો સંસ્કારી થએલો

છે અને ખરા પૂજ્ય તથા પાદશા છે તે બરાબર સમજવા લાગ્યા છે. તે હવે આશા રખાય છે કે પોતાના રાજ્યમાં આ ઘોરકૃત્ય હવેથી થતું ન રહે એવા ઉપાયો તેઓ તુરત યોજશે. અવાચક પશુઓના વ્હારે આ પ્રમાણે ઉતરવા સારૂ શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સને ફુઅમે શાબાશી આપીએ છીયે. અને ઈચ્છીએ છીએ કે દેશી રાજ્ય કર્તાઓને તેણે કરેલી અપીલ નિરર્થક જાય નહીં.

---

નં. ૧૩

## જૈન.

અમદાવાદ, તા. ૨૩-૭-૧૯૦૬.

### દશરાનો વિજયવંત દિવસ પશુ હિંસાથી કલંકિત ન કરવાનો જૈન શ્વેતાંબર કોન્ફરન્સના રેસીડન્ટ જનરલ સેક્રેટરીનો વિજ્ઞપ્તિ પત્ર.

હિંદુ કથાઓ તથા ઈતિહાસ ઉપરથી સ્પષ્ટપણે પ્રતીત થાય છે કે દશરાનો વિજયવંત દિવસ હિંદુ તહેવારોમાં એક અલૌકિક તહેવાર છે. અને તે મહાન્ દિવસ આપણા પ્રાચિન આર્યોનું જાહોજલાલી તથા ઉન્નતીની ઉત્કૃષ્ટતાની ઝાંખી કરાવવાને નિર્મળ આયના રૂપ છે. પાંડવોએ તથા રામે એ વિજયવંત દિવસે જય મેળવી નગરમાં પ્રવેશ કર્યાનો એ દિવસ એક જાહેર ઢંઢેરા રૂપ હોઈને તેને રાજ્યભક્ત પ્રજા વિજયા દશમી કહી તહેવાર પાળતી આવી છે, એવા માંગલીક પરમ કલ્યાણકારી અને આનંદ વર્ધક દિવસને કેવી રીતે ઉજવવો જોઇએ તેને લગતી પુરાણોમાં અનેક વાર્તાઓ દર્શાવેલી છે. આ દિવસ આર્ય પ્રજાની રાજકીય ઉન્નતીના ઉદયનો મહાન દિવસ છે. અને જેવો આર્ય પ્રજાને રાજકીય સવાલોમાં પછાત પડેલી ચિતરવાનો પ્રયાસ કરે છે તેઓને દસરાના દિવસની મૂળ નેમ એક સચોટ જવાબ છે. આર્યાવર્તની જાહોઝલાલીનું દશરાનો દિવસ એક કેંદ્રરૂપ છે. અને તેથીજ એ રાજયકીય વિજયવંત દિવસ ભારત વર્ષમાં સામાન્ય રીતે આલ્હાદ વર્ધક પર્વ તરીકે થવાય છે. હજારો વર્ષ અને અનેક રાજ્યક્રાંતિઓ થયાં છતાંપિ આ મહાન્ રાજકીય દિવસનો મહિમા ગૌણ પણ રૂપે પ્રત્યેક ભારત વાસીના મનમાં બીજાંકુરરૂપે રહેલો છે એજ બતાવી આપે છે કે આ મહાન દિવસનું મહાત્મ્ય કેટલું અને કેવું નૈસર્ગિક છે, ક્ષત્રિયકુળ ભૂષણ રઘુનંદન રામે પ્રજાને ત્રાસ આપી ધર્મકાર્યમાં વિઘ્ન નાંખનાર રાક્ષસ, રાજેંદ્ર, રાવણાદિ દૈત્યનો સંહાર કરી સામ્રાજ્યની સ્થાપના કરી પ્રજામાં "રામ-રાજ્ય" ની અનુપમ છાપ પાડી વિજયનો પાડો વગડાવી જે દિવસે વિજય શ્રીરંગ દર્શાવ્યો હતો તેજ દિવસ આ દશરાનો અથવા વિજયા દશમીનો છે; મૂળ તાત્પર્ય એ છે કે એ મહાન્ શુભ દિવસ વિજયનો આનંદ પ્રદર્શિત કરવાનો છે. પ્રજામાં આંગણે આંગણે ઘરેઘર વિજય પતાકારૂપ તોરણો બાંધી, વાવટાવો લટકાવી પૂર હર્ષમાં વર્ષનો આ એકજ દિવસ રાજા પ્રત્યેનો ભક્તિભાવ દર્શાવવાને નિયત થયેલો છે આ પરંપરા પ્રાચીન

સમયથી અસ્ખલીત રીતે ચાલી આવે છે, અને એજ પ્રમાણે કાં રજપુત રાજા મહારાજાઓ કે કાં મુસલમાન બાદશાહોના રાજ્ય અમલમાં પણ થઈ રહ્યું હતું. તહેવારનો મૂળ હેતુ નષ્ટ થતાં “ સાપ ગયાને લીસોટા રહ્યા ” એ કહેવતને અનુસરીને પ્રજા પીડિત દુશ્મનો ઉપર વિજય મેળવવાની તો શક્તિ નષ્ટપ્રાય થવાથી, મનુષ્ય જાતને દરરોજના વ્યવહારના કામમાં ઘણા ઉપયોગી પશુઓ ઉપર સમશેરની પટ્ટાબાજી અજમાવાનો શરમ ભરેલો રિવાજ દેખાદેખી રાજા મહારાજાઓ અને બાદશાહાઓએ સ્વીકાર્યો. કાળબળે પ્રજા પણ વહેમોની જાળમાં સપડાઈ જવાથી આ ચાંડાલ કૃત્યમાં સામેલ થઇ, જેથી રાજા પ્રજાના એકત્ર જોસથી મૂળ અભિપ્રાય હાલમાં ઉડી ગયો અને આધુનિક ક્ષત્રિય કુળના કહેવાતા રાજા મહારાજાઓ તથા મુસલમાન નવાબ અમીરો પણ તકાવારની અજમાયસ કરવા લાગ્યા અને તેનેજ શુરાતની શીખવાની શાળા ગણવા લાગ્યા. કેળવણીના અભાવે કરી પ્રજામાં ધર્મ તત્વોના જ્ઞાનનો અજ્ઞાનરૂપ અંધકાર છવાતો ચાલ્યો. જેથી સ્વાભાવિક આપત્તિઓ પડતાં તેનો પ્રતિકાર કરવાને બદલે માતા અને ભૂત પિશાચોને આવી વિપત્તિઓના આપનાર અધિષ્ટાતા દેવગણો તેને ખુશ કરવા પોતાનું બલિદાન આપવાને બદલે મુંગા પ્રાણીઓ તરફ દ્રષ્ટી ફેંકી નિરાધાર અવાચક પશુઓને હણવા લાગ્યા.

કેટલાક નરાધમો પવિત્ર વેદમાં પશુયજ્ઞનો વિધિ વિહિત ગણ્યાની દીવાના સઇ સ્વાર્થની ખાતર વાતો કરતાં શરમાતા નથી. વેદમાં એવા કોઈપણ યજ્ઞની આજ્ઞા આપવામાં આવી નથી. તેના પુરાવામાં ધરમપુરના માજી ડૉકટર રા. રા. પ્રાણજીવનદાસ મહેતાએ થોડા વખત પહેલાં હિંદુ શાસ્ત્રીઓના મેળવેલ અભિપ્રાય રજુ કરી શકાશે, એ સઘળા શાસ્ત્રીઓ માતા કે કોઇ દેવને પશુભોગ આપવાની તથા હિંદુધર્મમાં તેની આજ્ઞા હોવાની સાફ ના પાડે છે. એટલુંજ નહીં પણ શ્રી ગોરધન મઠના હાલના શંકરાચાર્ય શ્રીમદ પરિવ્રાજકાચાર્ય સ્વામી જગન્નાથતીર્થ કે જેવો સંસ્કૃત જ્ઞાનમાં ઘણા પ્રવીણ ગણાય છે અને જેમણે ગયા કુંભના મેળા વખતે હિન્દુસ્થાનના મળેલા વિદ્વાનોની સભામાં ઉત્તમ પ્રકારનું ધાર્મિક ભાષણ આપ્તું હતું તેઓ શ્રી પશુયજ્ઞની કે પશુવધની હિંદુશાસ્ત્રમાં કયાંઇ પણ આજ્ઞા આપ્યાનું પોકારીને ના પાડે છે. સનાતન હિંદુધર્મના કેટલાક દુરાગ્રહીઓ થોડા વર્ષ પહેલાં આ પાપિષ્ટ કર્મની હીમાયત કરતા હતા. પરંતુ પાશ્ચાત્ત મ્લેચ્છ સંસ્કૃત વિદ્વાનોએ તેઓની પાપિષ્ઠ વૃત્તિને પ્રાણીજન્ય પ્રેમના પુનિત જળથી ધોઇ નાંખી, છે, અને તેથી હવે આ પશુવધના ક્રુર રિવાજની કોઈ હિંદુ બચ્ચો હિમાયત કરવાને મેદાન પડે તેમ નથી, તો પણ આ ક્રુર ઘાતકી, નિર્દય; નિર્લજ્જ અને અમાનુષિક રીવાજ હજુ પણ કેટલાંક દેશી રાજ્યોમાં વિજ્યા દશમીના માંગલિક દિવસે પ્રચલિત રહેલો દ્રષ્ટિ ગોચર થાય છે રાજ્ય કુમારોને તેમના રાજ્યકર્તા તરીકેના ધર્મ આપે, અને સાંપ્રત સમયને અનુકૂળ આવે એવી તેઓની સ્થિતિ સાચવનારી કેળવણી નામદાર સરકાર તરફથી આપવી શરૂ થઇ છે, અને જણાવતાં પરમ હર્ષ થાય છે કે ઘણાખરા રાજ્યકર્ત્તાઓએ આ કેળવણીને કીર્તિવંત કરી નિરપરાધી પશુઓ અને સ્વયં શકતીની તુલના કરાવી છે, અને આ વહેમી, ધર્મ-

ભ્રષ્ટ, ધર્મપતિત તથા અમાનુષિક રૂઢીનું નિકંદન કરવાને જાગૃત કર્યા છે, છતાં હજુ ઘણા રાજ્યકર્ત્તાઓ આ દુષ્ટ રિવાજને છોડી દેવાને વહેમ અને ધર્મના આંદોલનમાં ત્રિશંકુની ગતિમાં રહેલા છે. રાજ્યકર્તી કોમ જોકે માંસાહારી છે, પણ તેઓ આવા વહેમી વિચારોથી પશુહિંસા કરનારી નથી. રાજ્યનીતિનું શિક્ષણ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે રાજાએ સબળના જુલમથી નિર્બળનું હમેશાં રક્ષણ કરવું જોઈએ. આ રાજ્યધર્મ પણ કેટલાક રાજાઓ પાળતા જણાતા નથી. આમાં અમે તેઓનો વિશેષ દોષ કહાડવાને પગભર થતા નથી, કારણકે પ્રજાપણ કેળવણીના અભાવે વહેમોને તજી શકી નથી, દીવાનો, કારભારીઓ તથા સ્વાર્થ સાધુમંત્રીમંડળ પણ હાજી હા કરનાર આસપાસ વીંટળાએલ હોવાથી રાજ્યકર્ત્તા આ પુરાણા રિવાજને છોડવા જેટલી નૈતિક હીમત બતાવી શકતા નથી. " યથા રાજા તથા પ્રજા " એ કહેવત ઠીક છે પણ જમાનાની ખુબી એવી પણ છે કે " યથા પ્રજા તથા રાજા " એમ પણ થએલું આપણે આધુનિક કાળમાં આપણી ચક્ષુએ નિહાલીએ છીએ. સુભાગ્યે શનૈઃશનૈઃ પ્રજા તથા રાજામાંથી અજ્ઞાનરૂપ અંધકાર કેળવણીરૂપ સૂર્યના પ્રકાશથી અદ્દશ્ય થતો જાય છે અને તેથીજ આશા રખાય છે કે નજીકના ભવિષ્યમાં કુદરતે માણસોને પશુઓનો જે હવાલો સોંપ્યો છે તેને બની શકતી રાહત આપવાને મનુષ્યની પક્ષપાતિ બુદ્ધિ ટળી જઈ નિઃસ્વાર્થ અને પરોપકાર બુદ્ધિ અવસ્ય ઉદ્‌ભવશે વિજયાદશમીના તહેવાર ઉપર પાડાઓ બકરાંઓ અને ઇતર પ્રાણીઓનો ફક્ત વહેમી વિચારોથી તથા ધર્મના જુઠા બહાના તળે વધ કરવામાં આવે છે. તેવા વધના પાપથીજ આ પવિત્ર ભારત ભૂમિની કંગાળ સ્થિતિ થઈ પડી હોય તે સંભવિત છે. એ નિશ્ચય છે, માટે દેશના ઉદયની તથા આબાદીની જે કોઇ હિંદીવાન અંતરમાં અભિલાષા રાખતા હોય તેઓએ આ થતા પશુવધના નિર્દય કામને અટકાવવાનો અવશ્ય પ્રયત્ન આદરવાની પ્રતિજ્ઞા લઇ શરૂઆત કરવી જોઇએ.

કલકત્તાની કાલીમાતાને દશરાને દિવસે અપાતો બકરાનો ભોગ સુધરેલા બંગાળીઓને માથે ન ધોવાય તેવુંજ કાળું કલંક છે, અને અમોને આશ્ચર્ય થાય છે કે આવા સુધરેલા જમાનામાં આગળ વધેલા બંગાળીઓ આવી રકત તૃષાતુર કાળી માતાને સંતુષ્ટ કરવા અવાચક પ્રાણીઓની નિર્દય કતલ ચલાવી બંગાળી પ્રજાને પાપકર્મમાં ડુબાવી માતાને વિશેષ કૃષ્ણરંગી ચિતારવાની રાક્ષસી રૂઢીને હજુ પણ કેમ અનુમોદતા હશે તેની સમજ પડતી નથી. બાળલગ્નની તથા વિધવા પુનર્લગ્નની દયાની ખાતર હિમાયત કરનારા વિદ્વાન બંગાળીઓને પામર પશુઓની દયા આવતી નથી એ કેવું શોચનિય છે, તે અમારા વાંચકો ફિટકારથી વિચારશે. ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તથા પ્રજા કાંઇક જાગી છે અને પ્રાણી રક્ષકના હિમાયતીઓ તે પ્રાણીને અભયદાન આપવાની તકલીફ લેતા રહે છે તેથી ઘણા રાજા મહારાજાઓ પ્રાણીઓની દયા ખાવા લાગ્યા છે. જૈન શ્વેતાંબર ( મૂર્તિપુજક ) કોન્ફરન્સ સ્થપાયા પછી નકામી જીવહિંસા થતી અટકાવવાનો શુભ પ્રયત્ન થવા લાગ્યો છે તે જોઈ દરેક દયાળુ મનુષ્યનું અંતઃકરણ આનંદ ઉદધિના

મહાસાગરમાં ડુબતું હશેજ. દશરાનો વિજયવંત દિવસ સમીપમાં આવ્યો છે તેની યાદી આપી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના રેસીડન્ટ જનરલ સેક્રેટરી શેઠ વીરચંદ દીપચંદ સી. આઈ. ઈ. તરફથી દેશી રાજ્યકર્ત્તાઓને દશરાના તહેવાર ઉપર પશુવધ ન કરવાનો વિજ્ઞપ્તિ પત્ર પાઠવવામાં આવ્યો છે, જે જૈનકોમની મુંગા પશુઓ તરફની કેટલી કાળજી છે તે દર્શાવે છે. તેથી એ પત્ર અમે સદાબરો નીચે આપીએ છીએ જે આ પુસ્તકના ભાગ ત્રીજાના શેરૂવાતમાં આવી ગઈ છે. તે વાંચી વિદિત થશે. અને પરમાત્માને પ્રાર્થના કરીએ છીએ કે અમારી જૈન સમાજના એ વયોવૃદ્ધ મંત્રીનો પ્રયાસ સફળ થાય અને પવિત્ર આર્યાવર્તની અહિંસા ધર્મના ઉદ્યોગની વૃદ્ધિ થાય તથા દેશીરાજાઓના મનમાં પરમાત્મા સદ્બુદ્ધિ પ્રેરી માનવકુળને ભૂષણરૂપ જે દયા તે તેઓના મનમાં ઉદ્ભવિત કરો. આમીન.

---

નં. ૧૪

# જૈન વિજય.

મુંબઈ, તા. ૧૯–૯–૧૯૦૬.

## દશરાનો દિવસ અને જૈનોની તે તરફ દયાની લાગણી.

જમાનાનું કે ધર્મનું વાતાવરણ ગમે તે દિશા તરફ વળેલું હોય તો પણ એ તો ઘણું ખુશી થવા જેવું છે કે કોઇ પણ ધર્મના અનુયાયીઓ દયાધર્મને સૌથી ઉંચું અને ઉત્તમ સ્થાન આપતા જાય છે. આપણો દેશ આર્ય કહેવાય છે અને હજુ પણ તેમાં જેઓ આર્યાવર્તનું જે અભિમાન દર્શાવે છે તે અમારા ધારવા અને માનવા પ્રમાણે આવી દયાધર્મની ઉત્તમ લાગણીને લઇનેજ છે. જે દેશમાં પ્રાણી માત્ર તરફ દયાની લાગણી જોવામાં પણ આવતી નથી તેને આપણે અને બીજા બધાઓ એમ એક આવાજે કહીએ છીએ કે યુરોપ અને અમેરિકા જેવા અનાર્યદેશમાં પણ વેજીટરીઅનો મોટા પ્રમાણમાં વધતા જાય છે, અને જેમ જેમ તે વિશેષ વિશેષ સમજતા થશે તેમ તેમ તેઓ પ્રાણીપર પોતાની લાગણી એક સરખી દર્શાવ્યા વગર રહેશે નહીં. બધા ધર્મમાં એ ફરમાન છે. એટલુંજ નહિ પણ જેઓ જડવાદિ કહેવાય છે. અને ધર્મ કે ઇશ્વર કાંઈ પણ માનતા નથી તેઓ એમ જરૂર કહેશે કે પ્રાણીમાત્રપર દયા એ એક ઉત્તમ નીતિ છે, જડવાદિઓ નીતિને માન આપનારા છે અને તેમાં પ્રાણીમાત્ર તરફ દયા એ એક ઉત્તમ નીતિ તેઓ માને છે. આ પ્રમાણે દયા એ દરેક સમજુ અને વિચાર કરનારા માણસના હાડમાંનો એક ઉત્તમ ગુણ અને સિદ્ધાંત છે.

આમ છે છતાં ધર્મના નામે ઓછી હિંસા થાય છે એમ નથી. કેટલાએક માંસગૃદ્ધી લોકોની ક્ષુદ્ર લાલસાને લીધે કેટલાએક ભોળા લોકોને એ લોકોએ ધર્મને નામે હિંસા કરવાને પ્રેર્યાં છે. અને એવી રીતે કેટલીક વખતે માતાઓ કે હલકા દેવ દેવીઓ આગળ

બિચારાં મુંગા અને નિરપરાધી પ્રાણીઓને વિનાકારણ હલાલ કરી નાંખવામાં આવે છે. મુસલમાની રાજ્યમાં જ્યારે લોકોને પોતાની માલમતાની રક્ષણની ભારે ફિકર લાગી હતી ત્યારે ધર્મના નામે અને જુલમમાંથી કે રોગોમાંથી બચવાને માટે ખોટી આશાઓ આપી સ્વાર્થી ધર્મગુરૂઓ તરફથી આવી રીતે માંસ ચડાવવાની પ્રવૃત્તિ ચાલુ થઈ હોય તો તે સંભવિત છે.

દશરાના દિવસે પણ એજ રીત મુજબ કોણજાણે કેવા હેતુથી બિચારાં નિરપરાધી પંચેંદ્રિ અને ઉપયોગી પાડા જેવા પ્રાણીઓનો વધ કરવામાં આવે છે. એક નિરપરાધી માણસને કોઈ વિનાકારણ શકતી ચલાવી મારી નાખવાને કોઈ રીતે હકદાર નથી. અને તેવું અપકૃત્ય જો કોઈ કરે છે તો તે ફાંસીની સજાનો ગુન્હેગાર ગણાય છે ત્યારે સરખો આત્મા ધરાવનાર બિચારા અબોલ પંચેંદ્રી તીર્યંચ પ્રાણીની ફરીયાદ કોઇ ન સાંભળે, તેની વકીલાત કોઇ ન કરે અને કેવળ નિર્દોષ જીવને પોતાના બળનો ગેર ઉપયોગ કરી મારી નાખવામાં આવે એ શું માણુસ જાતને માટે ઓછું ખેદકારક છે !

પાડાનો વધ કરવામાં અંધ શ્રદ્ધાળુ ગમે તે ધર્મનું બાનું કાઢવામાં આવતું હોય તો પણ તેથી તે નિર્દોષ પ્રાણીની લાગણી અતીશે દુઃખાય છે એમ જેઓ સમજી શકે છે તેઓ એમ કદી પણ નહીં કહે કે એ ધર્મનું ફરમાન કોઇ કાળે હોઈ શકે ! કોઈપણ જીવની લેશમાત્ર લાગણી દુઃખાય તેને જો ધર્મ કહેવાતો હોય તો અત્યારે કુદરતી રીતે અને શાસ્ત્રના આધારે જેને ધર્મના ફરમાનો કહેવાય છે તે બધા જુઠાં હોવા જોઈએ અને જો તેમ નથી તો પછી કોઈપણ રીતે પારકાના આત્માને દુભાવવો તે એક મોટા પાપનું અને અધર્મનું કૃત્ય છે એમ વગર વિલંબે કબુલ કરવું પડશે.

એમ કહેવાય છે કે દશરાને દિવસે પાંડવ અને કૌરવની લડાઈ થઈ હતી. અને તે વખતે હજારો જીવોની હિંસા થઇ હતી પાંડવોની જીત થઈ હતી અને કૌરવો હાર્યા હતા. માતાજી અને શ્રીકૃષ્ણ મહારાજ એ દિવસે પાંડવો બહુ પ્રસન્ન થયા હતા. માટે તે દિવસે પાડાનો ભોગ આપી માતાને પ્રસન્ન કરવા જોઇએ. વળી તેઓને પ્રસન્ન કરવા માટે નોરતાના નવ દિવસ સુધી તેના ગુણ ગાવા—અને દશમે દિવસે પ્રસન્ન કરવા. અમો સમજી શકતા નથી કેદુનીયામાં માણસને વિચાર હશે કે નહિ. એક ઢોર પણ સામાન્ય નજરથી સિધે માર્ગે ચાલ્યું જાય છે, અને કોઈને પણ ઈજા કરતું નથી તો પછી માણુસ જેવી જાત પોતાની જાતને પડતી મૂકી પાડા અને બકરાં જેવા અબોલ નિર્દોષ પ્રાણીઓની કમકમાટી ઉપજાવે તેવી હિંસા કરી માતાને પ્રસન્ન કરવાનો ડોળ ઘાલે એથી મૂર્ખતા અને ઘેલાઇ બીજી કઇ હોઈ શકે ! જે માતા પ્રાણીનો જીવ લઈને પ્રસન્ન થાય છે. એ માતા તરફથી બીજી આશાઓ બાંધનારા મૂર્ખાઓ હજી આપણા દેશમાં વાસ કરે છે એ આપણા દેશને માટે ઓછું ખેદ કારકનથી ! જો આવા વિચાર વગરના અને મૂર્ખલોકો આ દેશમાં ઓછા હોય અને તેની જગ્યાએ કાર્યાકાર્ય કે યોગ્યાયોગ્યના કાંઇક વિચાર કરી પોતાનું વર્તન કરનારા પુરૂષો હોય અથવા પ્રાણીમાત્રના હક તેમને સરખા કુદરે

તથી મળવા જોઈએ એટલું પણ જો સમજતા હોય તો આ દેશ આવી છેક અધમ-સ્થીતિએ પહોંચ્યો ન હોત! અમે એમ નથી કહેતા કે તમે દેવીને માનો નહિ, તમે તેના ખુશીથી ગુણગાન કરો, તેના પગમાં પડો, અને તેની આશિષ માગો, પણ તે એટલેથી તમારી માતાઓ પ્રસન્ન થતી નહિ હોય તો તે માતા પ્રાણીનો ભોગ લેતાં કોઈ-દિવસ તમારો પોતાનોજ ભોગ લઈ જશે એમ તમને કેમ ડર લાગતો નથી?

અમને વિશેષ અજાયબીતો એ ઉપરથી લાગે છે કે આપણા માનવંતા ગોંડળ, જામ-નગર વિગેરેના મહારાજાઓએ એ દુષ્ટ રિવાજ બંધ કરવાથી કયા ઉપર એ ભોગની તૃષ્ણાવાળી માતાએ કોપ કીધો? એવા દાખલા કોઇ અંધ શ્રદ્ધાળુ હાલ બતાવશે, અને જ્યારે તેવું નથી ત્યારે બિચારા પાડા જેવા પંચેંદ્રિ નિર્દોષી જીવને બચાવવાનું પુન્યકરી સ્વર્ગનો માર્ગ લેવાની તમને કેમ બુદ્ધિ સુઝતી નથી? પરમાત્મા અને એ તમારી માતા તમને સદ્બુદ્ધિ સુજાડે અને પાડાને મારી તમે ઘોર નર્કમાં જતાં બચી જતાં અટકો એવી અમારી તમારા તરફ કરૂણા જનક આશીષ છે.

આપણા જૈન ધર્મના શાસ્ત્રમાં દશરાનું પર્વ હોય એમ અમારા જાણવામાં નથી. અને આપણા જૈન ભાઇઓ કે જેઓ બધા જીવો તરફ એક સરખી દયાની લાગણી ધરાવે છે. તેઓ માતાને ભોગ આપવાના ખોટા રિવાજમાં કદીપણ સામેળ થાય કે તેને લેશ માત્ર અનુમોદન આપે એમ માનવું એ એક તદન ભુલ ભરેલું છે. તો પણ આપણા ભાઈ ઓને પણ સંસર્ગને લઇને લડાઈઓ કરવામાં અને હિંસાને ઉત્તેજન મળે તેવી રીતે તે દિવસ પસાર કરવાને કાંઈક ચડસ લાગ્યો હોય છે. એમ દક્ષિણ તરફના ભાગમાં અમોએ અનુભવ્યું છે. તે દિવસે ગાડીઓની, ઘોડાઓની, અને બળદની દોડધામ કરી મુકે છે. બિચારાં મુંગા પ્રાણીઓને પોતાની રંમત ખાતર માર મારવામાં આવે છે એ અજ્ઞાનતાને લીધે અમો ઘણોજ ખેદ પ્રદર્શિત કરીએ છીએ. અને આવા પર્વમાં ભાગ નહિ લે તો એટલુંજ નહિ પણ આપણાથી જ્યાં સુધી એ બિચારા જીવોની સર્વાંશે દયાન વાળી શકાય ત્યાં સુધી આપણે એ દિવસ આપણામાટે મોટા શોકના કારણરૂપ ગણવો જોઇએ.

જે દેશી મહારાજાઓએ આવી રીતે થતો નિર્દોષ પાડાનો વધ દૂર કરવાને સ્તુતિપાત્ર ઠરાવ કરી પોતાની ફરજ બજાવવા ઉપરાંત આપણાપર ઉપકારની લાગણી દર્શાવી છે, તેઓને અમો અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ અને આપણી માયાળુ બ્રીટીશ સરકારને અને બીજા દેશી રાજાઓને નમ્રતા ભરેલી અરજ ગુજારીએ છીએ કે તેઓ પણ એ પ્રમાણે ઠરાવ કરી બિચારાં પ્રાણીઓના જીવ હાંસલ કરી અમારાપર મોટો ઉપકાર કરશે. પરમાત્મા ધર્મને નામે આવી હિંસા કરનારા અંધ શ્રદ્ધાળુ જીવને સદ્બુદ્ધિ આપો.

---

નં. ૧૫

# ધી ઈન્ડીયન એડવર ટાઈઝર.

અમદાવાદ, તા. ૨૨-૯-૧૯૦૬.

દેશી રાજ્યોને દશરાનો પવિત્ર તહેવાર હિંદુ લોકોમાં દશરાના દિવસને એક મોટો તહેવાર ગણવામાં આવે છે. તે પવિત્ર દિવસને સૌ આનંદસહ ગાળવાને તલપી રહેલાં હોય છે. પરંતુ તે દિવસે પ્રાણીયોનાં જીવ ઘણાંજ ગભરાયલા હોય છે. કુદરતે એક નાનામાં નાના જીવથી તે મોટામાં મોટા સર્વ જીવોને સરખી બક્ષીસો આપેલી છે. છતાં દશરાના જેવા પવિત્ર દિવસે ધર્મને બહાને બકરાં, પાડા જેવાનાં વધ થતા હોવાથી પ્રાણીયો ઉદાસીન રહે છે, ધર્મને બહાને મોટાં પ્રાણીઓનાં રૂધિર વિનાકારણે દેવો આગળ લહેવરાવવામાં આવે છે. તે ત્રાસ જનક વાત સાંભળી કયા વિચારવંત જનનું હૃદય નહિ પીગળે. અફશોસ ? અફશોસ ? શું ધર્મ જે દુર્ગતિમાં પડતા અટકનાર છે ધર્મનાં કાર્યજ અધોગતિમાં લઈ જવાનાં દરવાજા ખુલ્લા મુકે ? કેટલાંક દેશી રાજ્યોમાં આશો શુદી ૮ તથા આશો શુદી ૧૦ નાં રોજ પ્લેગ, કોલેરા, શીતલા, વિગેરે દુષ્ટ બીમારીયો આવે નહીં તેથી દેવીને સંતુષ્ટ કરવા આવા નિરપરાધી અવાચક મુંગા પ્રાણીયોનો વધ કરવો એ શું ન્યાય ? શું આથી પરમેશ્વર રાજી થશે. જરા નહિ. આજે આપણે થોડા વખતથી દશરા જેવા પવિત્ર તહેવારોએ મુંગા પ્રાણીઓનાં વધ થતાં સાંભળીએ છીએ, પરંતુ તેથી જરા પણ આફતો દૂર થઈ સાંભળી છે ? હમેશાં વધતીને વધતી આફતો આવતી જોઇએ છીએ ત્યારે એનું શું કારણ કહું ? કહીશ કે અવાચક પ્રાણીયોનો વધજ છે. રાજાથી રંક સુધી સર્વને પોતાનાં પૂર્વ જન્મના કર્માંનુસાર સુખદુઃખ ભોગવવું પડે છે ને જે આફતો આવે છે તે મનુષ્યોનાં પાપોની શીક્ષાજ છે. પ્રાણીયોને મારવામાં પુણ્ય હોય તો "અહિંસા પરમો ધર્મઃ" એ સૂત્ર કેવી રીતે આર્યધર્મમાં ઉત્કૃષ્ટ પદ પામ્યું. કેટલાંક ભોળા અંધ શ્રદ્ધાળુ મનુષ્યો કહે છે કે માતાનું કરોહું છે, તો નહિ કરીએ તો માતાને કુકું પંડશે. અરે જે માતા તમે મહા દયાળુ, ભકત વત્સલ, આખી સૃષ્ટિની જનેતાં રૂપ માનો છો તે પોતાનાં એક બાળકનાં રૂધિર પાનથી સંતુષ્ટ થશે ? તમે તે માતાને તમારા ધર્મને આખા આર્યાવર્તને આવા દુષ્ટ કર્મથી કલંક લગોડો છો.

કેટલાંક રાજ્યોમાં "જૈન કોન્ફરન્સની" વખતો વખત અરજીઓથી આવા દુષ્ટ રીવાજો બંધ થયેલા છે. ત્યાં શું તેથી દેવ, દેવીઓએ અસંતુષ્ટ થઈ આફતોમાં ગરક કરેલ છે ?

આવા નિરપરાધી મુંગા ઉપયોગી પ્રાણીયોને વિના કારણે મારી નાંખવાનાં રિવાજથી રાજા, મહારાજાને ગોબ્રાહ્મણ પ્રતિપાલ-નિરાશ્રીતાધાર-પ્રજાપાલક-ન્યાય-દયા-ક્ષમા વગેરે વિગેરે "ઈલ્કાબો આર્ય તનુજોમારફતે માતાએ મોકલ્યા હશે ? આગળ શું આવા રિવાજ હતા ? પુરાણો તપાસતાં આવા દાખલા કોઈ મળી આવતા નથી. પશુવધ એ

શાસ્ત્ર રીતિ નથી. હુમો રાજા મહારાજાઓને વિનંતી કરી શું કે હિંદુઓનાં તહેવારોના દિવસે પશુવધ કરનારી સલાહ આપનાર શાસ્ત્રી પાસે આર્યમાતા તરફથી મળેલાં ઈલિકાઓનો અર્થ કરાવવો !

હિંદુ રાજાઓ એકદમ આવા રિવાજને દેશવટો આપી મુંગા અવાચક પ્રાણીયોનાં જીવ ઉગારી સનાતન આર્યધર્મની રક્ષા કરશેજ ? એવું ધારી અમને આ પ્રસંગે આ લખવાની જરૂર જણાય છે. આમીન.

---

નં. ૧૬

## ધી કોરોનેશન એડવરટાઈઝર.

તા. ૨૮-૧૦-૧૯૦૬.

### દશરાને દિવસે દેશી રાજ્યોમાં થતો પશુવધ.

દર વર્ષે દશરાના માંગલિક તહેવારો નજીદીક આવતાં કેટલાક દેશી રાજ્યોમાં ધર્મને બહાને દશરાના માંગલિક દિવસ ઉપર બકરાં, પાડા તથા બીજા મુંગા અને નિર્દોષ જાનવરોના થતા વધનો અટકાવ વિષે દેશી રાજાઓની જાહેરમાં અરજ કરવામાં આવે છે. જે ઉપરથી કેટલાક દેશી રાજાઓએ પોતાના રાજ્યોમાંથી એ ઘાતકી રસમ દૂર કરી મુંગા અને નિર્દોષ જાનવરોના થતા વધને અટકાવ્યો છે. પરંતુ હજુ કેટલાંક રાજ્યોમાં તેવો રિવાજ નાબુદ થયો નથી તેવાં રાજ્યોને દશરાના માંગલીક તહેવારો આ વરસ પણ પાસે આવતા હોવાથી કેળવાયલા દેશી રાજાઓએ અસલી વહેમથી ચાલતો આવતો રિવાજ દૂર કરવા જાહેર વર્તમાન પત્રોની અરજ ઉપર ધ્યાન આપી તેઓ પોતાના રાજ્યોમાં ધર્મને બહાને મુંગા અને નિર્દોષ પ્રાણીઓના થતા વધને અટકાવી તે રિવાજ નાબુદ કરશે એમ ઇચ્છીએ છીએ.

---

નં. ૧૭

ADVOCATE OF INDIA.

*Bombay. Date.* 28-9-1906.

The "Hindoo Patriot" has the following on the subject of the sacrifice of animals.

A very timely appeal has been issued by the Bombay Jain Swetambe conference to Hindoo ruling chiefs on the Subject of animal sacrifice. The appeal is to forbid the killing of any animals during the "Pujahs." We trust the appeal in the name of religion and humanity will have its de effect. In Bengal at least, the practice of sacrificing animals on religios

occasions is slowly dying out. Still in important temples a fearful number of animals is saorified all thraugh the year. The priestly classes ought to condemn the barbarous and inhuman practice, which has crept into Hindu religious ceremonies along with many other evils scarcely less gross and offensive to the senses as well as to religious feelings. The very idea of winning the favour of the Most High by killing before Him and in His name His own creatures, is so preposterous that it is a wonder that the poactice has not altogether ceased in these days of advanced education and diffused shastraie knowledge. There ought to be an agitation set on foot by the educated public to bring the intensely conservative pandit and priestly classes to their senses and effect the abolition of the cruel, loathsome and sinful practice.

---

नं. १८

## THE RAGOON GAZETTE.

*Date.* 27-9- 906.

### Animal sacrifices in India.

The jain conference has addressed an appeal to Hindoo chiefs to abstain from the offering af animal sacrifice. The appeal says:—

As heard by us, offerings in the shape of male buffaloes and goats are offered to please and satisfy the goddess on the sacred and religious Dashera holidays in your Highness' territory may not suffer from plague, cholera, smallpox and other kindred terrible curses on man. But we beg to submit that notwithstanding the annual recurring offerings to the goddes these terrible visitants are only the punishment of the wicked actions of humanity. Can it be called just and fair to offer dumb, inno-cent, pitiable animals to escape these? Can the Almighty be pleased in this way? The British dominious also are visited by the same terrific curses which disappear in due course of nature, but no such sacrifices are ever offered for the pacification of these curses in British terrirories. Only sanitary measures are adopted for the pacification of these visitants. Animal offerings are not scientific or according to scriptures, which decision has very often been arrived at and testified to by able and lerned pandits and some humam rulers following true scriptures have secured the blessings of these dumb creatures by totally prohibiting such sacrifices if their territories. We request your highness who is kind hearted, intellectual and a yover of justice, to forbid the killing of any animals on the Dashera holidays and thereby protect the "Dharma".

---

નં. ૧૯

## THE HINDOO PATRIOT.

*Calcutta, Dated. 24-9-1906.*

A very timely appeal has been issued by the Bombay Jain Swetamber Conference to Hindoo ruling Chiefs on the subject of animal sacrifices. The appeal is to forbid the killing of any animals during the pujahs. We trust the appeal in the name of religion and humanity will have its due effect. In Bengal at least, the practice of sacrificing animals on religious occasions is slowly dying out. Still in important temples a fearful number of animals is sacrificed all through the year. The priestly classes ought to condemn the barbarous and inhuman practice which has crept into Hindoo religious ceremonies along with many other evils scarcely less gross and offensive to the senses as well as to religious feeling. The very idea of winning the favour of the Most High by Killing before Him and in His Name His own creatures, is so preposterous that it is a wonder that the practice has not altogether ceased in these days of advanced education and diffused shastraic knowledge. There ought to be an agitation set on foot by the educated public to bring the intensely conservative pandit and priestly classes to their senses and effect the abolition of the cruel, loathsome and sinful practice.

---

નં. ૨૦

## PUNJAB TIMES.

*Rawalpindi, Dated*-21-9-1906.

### A REFINED DUSSERAH.

Dusserah and Holi are equally important Hindoo holidays when the festivities are always in their full swing. People had come to degrade the very morality of these events, and the curse had extended to such a degree that a reform was more than necessary. On the occasion of a Dasserah or a Holi, you would see the majorities of the public maddened with enthusiasm and carrying on their enjoyments to the extent af shameful immoderation in all conceiveable directions. Money on such occasions is spent lavishly and the major portion of it goes towards the so called enjoyments in the form of dances and drink. The after effects of all this are in serveral cases the abominable contagion contracted at an opportune moment but which results into a sad predicament. In fact the things had gone so bad and the pinch of immoralily had grown so high that many a respectable family had to undergo untoward circumtances as a sequel to the demoralised way of pleasure making.

We are however glad to notice in this connection that a daparture for the good has been made at Rawalpindi and would like the other big towns to follow the example. It appears that Lala Uttamchand who is by the way, a young man of much public spirit and actions, unheeded by the opposition offered to him, has given a particularly reformed form to the festivities of Dusserah which will be followed year after year and would no doubt impart a very healthy form to the occasion.

In brief a coming feature for this year and the years to follow has been given the form of a tournament of sport for all comers which evidently means a most useful occupation of the time for young folks and a regular treat for onlooker. Just compare the significance of this event with the immoderate and immortal bearing of the Dasserah festivities, in common and you would at once realise the change for the good. We would publish the result of the events hereafter which consist of cricket and football competitions, Tug-of-war, Kabbadi, 100 yards race, quarter-mile race, long and high jumps, putting the weight, sack and three legged races and the Blindman's buff.

The competing teams for the cricket play in lhe following order.

24th September, S. N. Government High School, versus, D. A. V. High School (*a*).

25th September, Winners of (*a*) versus, U. S. Mission High School.

---

નં. ૨૧

JUBBULPORE POST.

*Dt. 21-9-1906.*

The Jain "Swetamber Conference" has sent us a Copy of a appeal addressed to Hindoo Chiefs, begging them to stop animal Sacrifices in their territories on the Sacred day of Dasra. The object of these Sacrificies is to keep away plague, Cholera and small-pox and the Conference point to the fact that these Visitations occur notwithstanding the Slaughter that takes place for the propitiation of the goddess and suggests, with good reason that, the Sanitary Measures adopted in British territory may be followed with better results. The appeal is a reasonable one and we hope it will have the desired effect.

